બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૮

# જિનમતી

: : લેખક : :

ધીરજલાલ ટોકરશી શાહ.





પ્રથમ આવૃત્તિ : નકલ ૧૨૫૦ : સં. ૧૯૮૯

મૂલ્ય સવા આનો.

જ્યોતિ કાર્યાલય : અમદાવાદ

# જિનમતી

જેમ શરદ્‌ની રાત્રિ સોહામણી હોય છે, વસંતનું પ્રભાત સોહામણું હોય છે તેમ ગ્રીષ્મઋતુની સંધ્યા સોહામણી હોય છે. દિવસભર તાપથી અકળાઈ ગયેલા પશુપ્રાણીઓ અને મનુષ્યો એ સમયે છુટથી બહાર નીકળે છે અને બાગ બગીચાનો આશ્રય લે છે.

વસંતપુરનો બગીચો અત્યારે માણસોથી ઉભરાતો હતો. તવંગર ને ગરીબ બધા એક સરખી રીતે એ બાગની શીતળતા ને સુગંધનો લાભ લઈ રહ્યા હતા. એમાં નગરના પ્રખ્યાત શેઠ વસુમિત્રનો પુત્ર વરદત્ત અને તેનો મિત્ર સાગર પણ હતા. એક ઠેકાણે બેસી તેઓ સુખદુઃખની વાતો કરી રહ્યા હતા. અને વાતે વળગ્યા એટલે એકમાંથી અનેક વાત નીકળે તેમ વરદત્ત તથા સાગરને પણ થયું. એ વાતો કરતાં એક પહોર રાત્રિ પસાર થઈ ગઈ પણ તેનું તેમને ભાન સુદ્ધાં ન રહ્યું.

" અરે ! આજે તો બહુ વાતો કરી " ખ્યાલ આવતાં વરદત્ત બોલ્યો.

' એ તો બેસીએ એટલે વાતો નીકળે !" સાગરે જવાબ આપ્યો અને બંને બાગમાંથી બહાર નીકળ્યા. હજી બાગની બહાર વાસણુવાળાઓ, મીઠાઇવાળાઓ ને ફળફૂલવાળાઓની હાર બેઠી હતી.

વરદત્ત અને સાગર એક શેરીમાંથી પસાર થયા. વસંતપુરનો એ સહુથી ધનાઢય લત્તો ગણાતો. મુખ્યત્વે ત્યાં જૈન શ્રીમંતોજ રહેતા હતા. તેમના ભવ્ય મકાનો ને આલેશાન મંદિરો એ લત્તામાં ઠેર ઠેર નજરે પડતા હતા. લક્ષ્મી સાથે સંસ્કાર અને કળાનો આવો સંયોગ ગમે તેની પણ નજર ખેંચતો.

રોશનીથી ઝળહળતી એ હવેલીઓ પાસેથી પસાર થતા હતા ત્યાં એકાએક મધુર સંગીત કાને પડયું. રસ્તે જનાર આવનાર એ સંગીત સાંભળી થંભી ગયા હતા. આસપાસના મકાનમાં પણ પ્રાણીઓ એ સંગીત સાંભળવામાં તલ્લીન બન્યા હતા. જે ઉભા હતા તે ઉભાજ રહ્યા. બેઠા હતા તે બેસીજ રહ્યા. ખરેખર ! સંગીતની અસર જીવ માત્ર પર અદ્ભુત છે.

નાદે પકડાયે સર્પ, રહે હોતો લઘુબાળ;
શીર આપે મૃગનાદથી એહવો નાદ રસાળ.

વરદત્ત ને સાગરની પણ એ સંગીત સાંભળતા એ જ હાલત થઈ. તેઓ મુગ્ધ બનીને ઉભા રહ્યા.

એટલામાં સંગીત એકાએક બંધ થયું. હવેલીની બારીઓ પણ બંધ થઈ ને માણસો સચેત થઇ માથું ડોલાવતા ચાલવા લાગ્યા. ધીરે ધીરે સહુ ચાલ્યા ગયા પણ વરદત્ત ત્યાંથી ખસી શક્યો નહિ. સંગીતના ભણકાર હજી તેના મગજમાં ગુંજયા કરતા હતા. જ્યારે સાગરે તેના ખભે હાથ મુકી કહ્યું: વરદત્ત! ત્યારે જ વરદત્ત એ સંગીતસમાધિમાંથી જાગ્યો. જાગતાંજ તે બોલ્યો: અહા કેવું મધુર સંગીત ! જાણે સાંભળ્યાજ કરીએ. સદા આવું સંગીત સાંભળવાનું હોય તો ?

સાગર કહે, વરદત્ત ? તારા મનનો ભાવ હું સમજી શકું છું પણ એ બહુ મુશ્કેલ કામ છે. આ બંધુદત્ત શેઠની હવેલી છે. એ ગાનાર તેની લાડકી પુત્રી જિનમતી છે. તે ચુસ્ત જૈન છે. એણે નિશ્ચય કર્યો છે કે પોતાની પુત્રી જૈનનેજ પરણાવવી. બોલ, એ તારાથી બનશે ?

'સાગર ! જેનાથી જીવન અમૃતમય થતું હોય એવું કામ કરવાને શું વાંધો હોઈ શકે ? જો તું કહે છે એ બાબત બરાબર એમજ હોય તો મને જૈન બનવામાં કશી હરકત નથી.'

'ઠીક, અત્યારે તો અહીંથી ચાલ એમ કહી સાગર ચાલવા લાગ્યો. વરદત્ત પણ ધીમે પગલે તેની સાથે ચાલ્યો.

: ૨ :

ખાતાં અને પીતાં, ઉઠતાં અને બેસતાં વરદત્તને એ સંગીતના ભણકારા જ સંભળાય છે. આજે આખો દિવસ એને

ચેન પડયું નથી. એનું મન તો એ સંગીત અને એ સંગીતની વિધાતા જિનમતી પર જ ચોંટયું છે. તેના પિતાએ આજ વરદત્તને ચિંતાતુર જોઈ પ્રશ્ન કર્યો. બેટા! આજે તું ઉદાસ કેમછે?

'કાંઈ નહિ, પિતાજી!'

'શું મને કહેવા જેવું નથી? તારૂં મોઢું ચિંતાતુર જોઈ મારાથી નથી રહેવાતું. મને જલ્દી કહે કે આજે તું ઉદાસ કેમ છે?' 'પિતાજી! સાગરને પૂછજો એ બધી વાત કહેશે.' વરદત્તનો એ જવાબ સાંભળી વસુમિત્ર શેઠે સાગરને બોલાવ્યો. તે જાણતા હતા કે એ એનો બાળમિત્ર છે એટલે બરાબર જાણતો જ હશે. સાગર આવ્યો તેની પાસેથી બધી વાત જાણી વસુમિત્ર શેઠ બોલ્યાઃ અહો! એમાં શું મોટી વાત છે? હમણાં જ હું બંધુદત્ત શેઠ આગળ જઉં છું અને જિનમતીની માગણી કરૂં છું.

વસુમિત્ર શેઠ બંધુદત્તને ત્યાં ગયા ને જિનમતીની માગણી કરી. તે બધી વાત સાંભળીને બોલ્યા કે શેઠજી! બધી વાત સાચી પણ મારે તો એવો નિયમ છે કે જે જૈન હોય તેને જ મારી પુત્રી પરણાવવી. શેઠે ઘેર આવી વરદત્તને વાત કરી. વરદત્તને તો એ કન્યાની લગની લાગી હતી એટલે તેણે જૈન થવા કબુલ કર્યું. કોઈ જૈન મુનિરાજ આગળ જઈ શ્રાવકના વ્રત ગ્રહણ કર્યાં, અને તેને ખરેખરો રંગ પણ લાગ્યો.

બંધુદત્તે જ્યારે એ વાત જાણી ત્યારે જિનમતીના વરદત્ત સાથે લગ્ન કર્યાં. જિનમતી પોતાના પર અથાગ પ્રીતિ રાખનાર પતિને પામી જાતને ભાગ્યશાળી માનવા લાગી. વરદત્ત પોતાને મનગમતી પત્ની મળવાથી જીવનને ધન્ય માનવા લાગ્યો.

:૩:

કુંજરના કાન, આકાશે ચમકતી વીજળી કે વેગબંધ વહેતા વાયુથી પણ માણસનું મન વધારે ચંચળ છે એમાં શંશય નથી. મોટા મોટા ઋષિમુનિવરો પણ એ મનને વશ કરવામાં નિષ્ફળ નિવડયા છે. જે કોઈ મહા પ્રયત્ન કરે તેજ એ મનને વશ કરી શકે. પણ સાગરમાં એટલું મનોબળ ન હતું. વરદત્તનો મિત્ર હોઈ તે વખતો વખત વરદત્તને ત્યાં જતો. અને જયારે જ્યારે તે ત્યાં જતો ત્યારે ત્યારે જિનમતીને જોઈ તેનું મન ચળી જતું. ધીમે ધીમે આ જિનમતીને ક્યારે હું મારી કરૂં એજ વિચાર તેના મનમાં આવવા લાગ્યા ને એમ કરવાનો લાગ શોધવા લાગ્યો. વિષયવાસના કેટલી બુરી ચીજ છે કે મિત્રતાનો સંબંધ પણ ભૂલાઈ ગયો !

એક વખત વરદત્ત કાંઈક કામસર બહાર ગયો ત્યારે તક જોઈ સાગર જિનમતી પાસે આવ્યો. જિનમતી તો એને પોતાના પતિનો પરમ મિત્રજ સમજતી એટલે એનાથી કાંઈ જુદાઈ નહતી. એકાંતમાં વાત કરવાનો કાંઇ સંકોચ ન હતો.

સાગરે થોડી આડી અવળી વાતો કરીને કહ્યું: ભાભી તમે જાણો છો કે આજે વરદત્ત ક્યાં ગયો છે?

'ના, ના. મને કાંઈ ખબર નથી!'

'એમ તે હોય? શું તમને કહ્યા વિના વરદત્ત જાય ખરો?'

'હું સાચું કહું છું કે મને ખબર નથી.'

'ઠીક ત્યારે' સાગર એટલું કહી ચૂપ રહ્યો.

'પણ કોઈ દિવસ નહિ ને આજે એવો પ્રશ્ન પૂછવાનું કારણ?' જિનમતીએ જીજ્ઞાસાથી પ્રશ્ન કર્યો.

'એ પૂછવાનું કારણ તો ખરૂંજ પણ એ વિષે હવે વધારે વાત કરવામાં સાર નથી.'

'પણ કહો તો ખરા. મારાથી કાંઈ ખાનગી રાખવા જેવું છે?'

'ના, ના, તમારાથી ખાનગી તે શું હોય? પણ એવું છે ને કે સારી વાત કરતાં જીભ ઉપડે. હીણી વાત કરતાં જીભ કેમ ઉપડે? સાગરે જિનમતીના મનમાં વધારે જીજ્ઞાસા જગાડી.

'ગમે તે હોય પણ સાગર! મને વાત કરો. આમ વાત કરીને મને સંશયમાં મૂકો નહિ.' જિનમતીએ જરા આજીજી ભર્યા અવાજે કહ્યું: 'ઠીક ત્યારે મારે આપને કહેવું જ પડશે. આજે વરદત્ત રૂદ્રશેઠની વહુ સાથે એકાંતે વાત કરતો હતો. કારણ તો ગમે તે હોય!'

સાગરે તદ્દન બનાવીને વાત મૂકી.

જિનમતી આ સાંભળતાં સંશયમાં પડી. તેણે વધારે ખાત્રી કરવા પૂછ્યું કે 'એમને ત્યાં શું કામ હશે?'

'મને તો લાગે છે કે જે કામ મારે તમારી સાથે છે એજ કામ એને ત્યાં હશે !'

'એટલે ? તમારે મારી સાથે શું કામ છે ?' જિનમતીએ જરા આશ્ચર્ય ને જરા ક્રોધથી સવાલ કર્યો.

સાગર કહે, જિનમતી ! તારા જેવી રૂપવતી સ્ત્રીને મૂકીને વરદત્ત બીજી સ્ત્રીમાં લપટાયો છે એ જોઈ મને કંઈ કંઈ થઈ જાય છે. એને તારા રૂપ કે ગુણની કદર નથી. જ્યારે હું તો તને અંતરથી ચાહું છું. તારા રૂપ ગુણની હંમેશાં મનમાં પ્રસંશા કરૂં છું. સાગરે મનનું બધું ઝેર ઠાલવી દીધું.

જિનમતી એ શબ્દો સાંભળતાંજ સિંહણની જેમ ગર્જના કરતી બોલીઃ અરે દુષ્ટ ! અરે નફ્ટ ! તને આવી વાત કરતાં શરમ નથી આવતી ? તારા મનનો વિચાર હું સમજી ગઈ છું. તારી દુષ્ટ વાસના ખાતર મારા પતિને નાહક કલંક લગાડે છે ? ચાલ્યો જા ! જલ્દી ચાલ્યો જા. જો હવે ફરીથી આ ઉમરે ચડયો તો મારા જેવી કોઇને જોઇ ન હતી.

સાગર એ સાંભળી ચુપકી પકડી ગયો. કાંઈ પણ વધારે બોલવાની હિમ્મત કરી શકયો નહિ. ત્યાંથી વિલા મોઢે એકદમ નીકળી ગયો.

રસ્તામાં વરદત્ત મલ્યો. સાગરનું મોઢું મલિન જોઈ પૂછ્યું કે સાગર ! આજે શોકાતુર કેમ જણાય છે ! સાગર નિઃસાસો નાખીને બોલ્યોઃ 'વરદત્ત તારે એ જાણીને શું કામ છે ? તું તો તારા કામમાં જ મસ્ત રહે.'

'પણ છે શું ? જે વાત હોય તે મને જણાવ તો ખરો ? શું હું તારો મિત્ર નથી ?'

સાગરે આંખમાંથી ટપટપ આંસુ પાડયા અને બોલ્યો: દોસ્ત ! તારાથી મારે શું છાનું છે ? ખરેખર દુનિયામાં સ્ત્રી એ મહા અનર્થનું કારણ છે.

'એટલે ? આજ કોઈ સ્ત્રીના ફંદામાં પ્રસાઈ પડયો કે શું ?'

'હા, વરદત્ત ! એવુંજ કાંઇક થયું, પણ એ કોઇ બીજી સ્ત્રીએ નહિ પણ જિનમતીએજ એના ફંદામાં મને ફસાવવાનો પ્રયત્ન કર્યો. મને કેટલાક દિવસથી વ્હેમ તો પડતોજ હતો પણ આજે તને મળવા ઘેર ગયો ને તે એકાંત જોઇ મારી પાસે આવી. અનેક ચાળા કરવા લાગી. હું તો આ જોઈ ખૂબ આશ્ચર્ય પામ્યો: આ શું ? ચંદ્રમાંથી આગ ઝરે છે કે પૃથ્વી માઝા મૂકે છે ? હું ત્યાંથી નાશી છુટવાનો વિચાર કરતો હતો એવામાં તો તે મને વળગી પડી. મહામહેનતે હું એનાથી છુટીને નાઠો. મનમાં એથી ખેદ થતો હતો કે આ સંસારને ધિક્કાર છે. આવા સંસારમાં જીવીને પણ કરવું શું ?'

વરદત્ત આ વાત સાંભળી રાતો પીળો થઈ ગયો. એના મનમાં બરાબર ક્રોધ વ્યાપી ગયો. બંને મિત્રો અહીંથી છૂટા પડયા.

વરદત્ત ઘેર આવ્યો એટલે તેના પગ ધોવા જિનમતી પાણી લઈ સામે આવી પણ વરદત્તે આજે જિનમતીના મોઢા સામું

પણ જોયું નહિ. એણે તો ઝટ લઈને ભેટમાંથી છરી કાઢીને જિનમતીનું નાક કાપી નાખ્યું. જિનમતીએ કારમી ચીસ પાડી. કુટુંબના બધા માણસો ભેગા થઈ ગયાં ને હાહાકાર મચાવી મૂક્યો. તેના માતા પિતા સખ્ત શબ્દોમાં કહેવા લાગ્યાઃ અરે દુષ્ટ ! તેં આ શું કર્યું ? આપણા કુળને કલંક લગાડતાં તેને વિચાર પણ ન આવ્યો ? આ જિનમતી તો ગુણનો ભંડાર છે. એનામાં એક પણ વાતનો દોષ નથી. પરપુરૂષ સામે તો એ કદી જોતી પણ નથી. સ્વભાવથીજ લજ્જાવાન્ છે. ખરેખર ! તારા જેવું દુષ્ટ કામ કરનાર કોણ હશે ? ઘરમાં આ ધમાલ થતી હતી તે સાંભળી ત્યાંથી પસાર થતા રાજાના સિપાઈઓ આવી પહોંચ્યા ને વરદત્તને પકડીને રાજા પાસે લઈ ગયા. રાજાએ પૂછ્યું કે 'હે ભદ્ર ! તારી સ્ત્રીએ શું અપરાધ કર્યો હતો કે તેં અમને જણાવ્યા વિના કાયદો તારાજ હાથમાં લીધો ?'

વરદત્ત કહે, એ સર્વ વાત મારો મિત્ર સાગર જાણે છે. એને પૂછો.

રાજા કહે, સિપાઇઓ જાવ એ સાગરને પકડી લાવો.

અહીં સાગરને ખબર પડી કે રાજાના સિપાઇઓ તેને શોધવા આવે છે એટલે તેણે તો પોબારા ગણ્યા. પણ તેનું પાપ પ્રકાશવાનું હતું એટલે એક જંગલમાં દાખલ થતાં તે સિપાઇઓને હાથે પકડાઈ ગયો. સિપાઇઓ તેને બાંધીને રાજા પાસે

લાવ્યા. રાજા કહે, આ બાઈએ શો અપરાધ કર્યો હતો? સાગર એ સાંભળી મુંગોજ ઉભો રહ્યો. કાંઈ પણ બોલ્યો નહિ. રાજાએ કહ્યું, કેમ જવાબ આપતો નથી? જે હોય તે સાચે સાચું કહી દે. પણ એની પાસે એનો જવાબ જ ન હતો. તે મુંગોજ ઉભો રહ્યો ત્યારે રાજાએ એને કોરડાનો માર મારવાનો હુકમ કર્યો. જ્યાં એક, બે ને પાંચ કોરડા પડયા ત્યાં સાચી હકીકત કહી દીધી. એ સાંભળી રાજાએ બન્નેને ગુન્હેગાર ઠરાવ્યા અને કેદમાં પૂર્યા.

:૪:

જેલના સળીયાની પાછળ પડયો પડયો વરદત્ત પોતાના કુકર્મનો પશ્ચાતાપ કરે છે. 'હા, મેં પાપીએ શું કર્યું? મારી નિર્દોષ પ્રેમાળ પત્નીનું જીવન આખું ધૂળ મેળવી દીધું અને હું પણ આ હાલતમાં આવી પડયો. અરે! એક વખત તેને માટે હું પાગલ બન્યો હતો, તેના પ્રેમનો પૂજારી હતો, તેના બોલ અમૃત જેવા મીઠા લાગતા હતા અને એક જ વખતના ક્રોધે મને ભૂલાવ્યો. સાગર! સાગર! તારા જેવા પ્રપંચી મિત્રો શું નથી કરતા? જે પત્થર હોય છે તે પોતે ડુબે છે ને બીજાને પણ ડુબાડે છે! આવા આવા વિચારો કરતો તે ઘણી વખત આંખમાંથી આંસુ સારે છે. તેને વિચાર આવે છે કે હવે બ્હાર નીકળીને પણ શું કરવું? મ્હોડું લોકોને કેવી રીતે બતાવીશ. એના કરતાં તો આ કેદખાનું જ ઠીક છે.

અહીં જિનમતી વિચાર કરે છેઃ હા! કર્મ તારી ગતિ

ન્યારી છે. એકજ ક્ષણ તારો ઉદય આવ્યો ને અમારાં સુખી જીવન સુકાઇ ગયા. મારા પ્રેમના પૂજારી મારા માટે પોતાનો ધર્મ પણ તજનાર પતિ એમાં શું કરે ? એ તો મારાજ કર્મે એમને ભૂલાવ્યા. આ શરીર કદરૂપું થયું. તે તો ઠીક. રૂપ તો આજ સારૂં હોય તે કાલે બદલાઇ જાય પણ મારા નામને કલંક લાગ્યું, મારો ધર્મ નિંદાયો તે અકારૂં લાગે છે. શાસનદેવ ! શાસનદેવ ! મારા સતીપણા સામું જોને આ કલંકમાંથી બચાવ. આવા આવા વિચારો કરી તે પાસે રહેલા જિનમંદિરે ગઇ. ત્યાં એકાગ્ર ધ્યાને કાઉસગ્ગ કરીને ઉભી.

જિનમતીનું આવું સતીપણું જોઇ શાસનદેવો પ્રસન્ન થયા ને તેનું નાક જેવું હતું તેવું બનાવી દીધું. વળી આકાશમાંથી જયજયકાર સાથે ફુલ વરસાવ્યાં. સઘળે જિનમતીની જય બોલાણી. લોકો ધર્મના પ્રભાવને વખાણવા લાગ્યા.

હવે જિનમતી રાજા આગળ ગઇ અને પગે પડીને બોલી: મહારાજ ! મારા ભર્તાર તથા તેમના મિત્રને છોડી મૂકો. તેમના કામની શિક્ષા તેમને થઇ ચુકી છે. રાજાએ સ્ત્રીના સતથી પ્રસન્ન થઈ વચનને માન આપ્યું અને બંને જણને છોડી મૂક્યા. પણ શરમના માર્યા તે કોઈને મ્હોં બતાવવાને ઈચ્છતા ન હતા. જિનમતીએ પોતાના પતિની આવી હાલત જોઇ કહ્યું: સ્વામિનાથ ! માનવી માત્ર ભૂલને પાત્ર છે. કરેલી ભૂલો સંભારીને રોદણાં

શોવાં એ તો કાયરનેજ શોભે. જાગ્યા ત્યાંથી સવાર ગણી હવે નવું જીવન જીવીએ. ચાલો એ બધું ભૂલીને આપણાં જીવન વધારે ઉન્નત કરીએ.

× × ×

જિનમતી અને વરદત્તે જિનમંદિરમાં સંગિતની ધુન મચાવી હતી. તેઓ ગાતા હતા કે,

પતિતને પાર ઉતારો, જિનજી !
પતિતને પાર ઉતારો.

# સ્વાધ્યાય

## કરવા લાયક દુહાઓ

(૧)

વિનાશક પુદ્ગલ દશા, ક્ષણભંગુર સ્વભાવ;
હું અવિનાશી અનંત છું, શુદ્ધ સદા સ્થિરભાવ.

(૨)

નિજ સ્વરૂપ જાણે ઇસો, સમકિત દષ્ટિ જીવ;
મરણ તણો ભય નહીં મને, સાધ્ય સદા છે શિવ.

(૩)

આ શરીર નહિ માહરૂં, આતો પુદ્ગલ સ્કંધ;
હું તો ચેતન દ્રવ્ય છું, ચિદાનંદ સુખકંદ.

(૪)

આ શરીરના નાશથી, મુજને નહિ કૈં ખેદ;
હું તો અવિનાશી સદા અવિચળ અકળ અભેદ.

(૫)

જ્ઞાનરસાયણ પાનથી, મીટ ગઈ પુદ્ગલ આશ;
અચળ અખંડ સુખમાં રમું, પૂરણાનંદ પ્રકાશ.

(૬)

સુખમય ચેતન પિંડ છે, સુખમાં રહે સદૈવ;
નિર્મલતા નિજ રૂપની, નિરખે ક્ષણ ક્ષણ જીવ.

(૭)

નિર્મળ દર્પણને વિષે, સબ વસ્તુ પ્રતિભાસ;
ત્યમ નિર્મળ ચેતન વિષે, સબ વસ્તુ પરકાશ.

(૮)

આત્મ અનુભવ જ્ઞાન જે, તેહી જ મોક્ષ સ્વરૂપ;
તે છેડી પુદ્ગલ દશા, કુણ ગ્રહે ભવકૂપ.

(૯)

નિવિડ કર્મ મહારોગ જે, તેને ફેડનહાર;
પરમ રસાયણ જિનગિરા, પાન કરૂં અતિ પ્યાર.

(૧૦)

જ્ઞાનાદિક આતમ ગુણા, રત્નત્રયિ અભિરામ;
એહ શરણ મુજ અતિ ભલું, જેહથી લહું શિવ ધામ.

(૧૧)

આતમ રૂપ નિહાળતાં, કરતાં ચિંતન તાસ;
પરમાણંદ પદ પામીએ સકળ કર્મ હોય નાશ.

(૧૨)

જે સ્વરૂપ અરિહંતનું, સિદ્ધિ સ્વરૂપ વળી જેહ;
તેહવું આતમ રૂપ છે, તેમાં નહિ સંદેહ.

(સમાધિ વિચારમાંથી)

---

# જૈન જ્યોતિ

**દર પૂર્ણિમાએ નિયમિત રીતે પ્રગટ થતું જૈન સાહિત્ય અને સંસ્કૃતિનું કલાત્મક સચિત્ર માસિક**

તંત્રી :

## ધીરજલાલ ટોકરશી શાહ

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ. ૨।। | : : | છુટક નકલ |
| પરદેશમાં રૂ. ૩।। | : : | ચાર આના |

દરેક અંકમાં એક ભાવનામય કાવ્ય, વિવિધ વિષય પરની તંત્રીની નોંધ, પુરાતત્ત્વના લેખ, બે કે ત્રણ રસભરી નવલિકાઓ, જૈન તીર્થ કે સ્થાપત્ય પરનો લેખ, હુન્નરની ડાયરી, જ્ઞાન વિહાર તથા આરોગ્ય અને વિજ્ઞાનના લેખો પ્રગટ થાય છે. એ ઉપરાંત દરેક વખતે ઈનામી હરિફાઇ પણ આવે છે. પ્રખ્યાત લેખકોનાં મનનીય લેખોજ આ પત્રમાં પ્રગટ થાય છે. આપ એક જ અંક જુઓ ને ગ્રાહક થવા લલચાશો.

આપ ગ્રાહક બનો ને મિત્રોને ગ્રાહક બનાવો. આટલા સસ્તા લવાજમે આટલી રસ સામગ્રી બીજે નહિજ મેળવો.

**જ્યોતિ કાર્યાલય**
**હવેલીની પોળ, રાયપુર**
**અમદાવાદ.**